આલતો ખાઉ અને મેલતો [illegible]ઉં




# ફેશનેબલનો ફજેતો



૧૯૨૬ 7/4/૧૯૨૬

પ્રસિદ્ધ કર્તા,

**માધવજી ટોકરશી વોરા.**

આવૃતિ ૨ જી પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૨ સને ૧૯૨૬

કિંમત. ૦–૧–૦

૧૨૮*

આલતો ખાઉં ને મેલતો જાઉં

# "ફેશનેબલનો ફજીતો"

## અમથાકાકા અને ભોળી ભત્રીજીનો

સંવાદ

(કવાલી)

મારા સમ જઈશમા આઘી શ્રવણ કર વાત આ થોડી
કયા કુળમાં પ્રગટ થઇ છો જરા સમજાવને છોડી ૧

પુછોછો શું અરે કાકા અમારા છે ગૃહો વાંકા
પીતા પરખાય કે રીતે માતા નામે મદન ગૌરી ૨

દેખા દેખી થવા લાગી પુરા તન રીત ગઇ ભાગી
અરધ પલ્લવ રહે ખુલ્લાં એવી અમને ગમે ચોળી ૩

ગોકુળમાંની હતી ગોપી શીખી ભરવા હવે ટોપી
જરી હાટે જવા લાગી બંડલ નાંખ્યાં બધાં તોડી ૪

એતો જાહેર થઇ ચુકયું ગળાશે કેમ આથુકયું
પરિણામો થશે કેવાં હવે કહું છું બધું ફોડી ૫

મુકી તેં ઘાઘરો દીધો નટીનો વેશ પણ લીધો
હજુ જો હોય કંઇ બાકી કસર રાખીશમા છોડી ૬

દીવસ આવ્યા બહુ વસમાં સુવર્ણોથી મઢો ચશ્મા
વિલાયતી બુટ પહેરીને હવામા જઇશ હું પોઢી ૭

રૂપાળી છે બહુ ભારે દેખી સૌ કાંકરા મારે
ભુલેશ્વરના લતામાંથી અલી તું જાય છે છોડી ૮

સબુર કર અરે ગાડીવાલા કહાં તક જાયગા લાલા
હુપૈસેકા લીઆ ચીવડા મગર દેખી નહિં ગોળી ૯

થવાની ચાહ છે કયારે જવું હાફીસમાં મારે
રામા અલ્યા જરા જોની હુંકારી કયાં ગઇ છોડી ૧૦

વિચારીને જરા બોલો આંખો બેઠાં તમો ચોળો
તપાસીને જુઓ વારૂ મળે છે કયાં જીવન દોરી ૧૧

ડરી ને તો જરા ચાલો વચન સૌ વેદના પાળો
કહે માધવ આખર તો વિખરવાનીજ છે જોડી ૧૨

શરીરો છે ઘડયાં કેવાં અજબ કયાંની હશે આ માટી
મોટા ઘરની અમો બૈરી પકાવી શું નહિ બાટી ૧૩

રાખી આપો હવે ભટો તે પણ જોશે તદન લઠો
આપે ત્રણવાર રાંધીને જમી ઉઠીશ મરકાતી ૧૪

ભઇઓ મુજને બહુ ભાવે ગોકુળ મથુરાં થકી આવે
મને અચરજ બહુ લાગ્યું ઘણી મજબુત છે લાડી ૧૫
માથાં ત્રણવાર મેં કુટયાં ત્યારે તો શેઠજી ઉઠયા
દિવસના પણ રહ્યા ઉંઘે કરે છે કામ સૌ ઘાટી ૧૬
ભણીશું વેલકમ જયારે બનીશું ફેનસી ત્યારે
હીંડોળા ખાટ પર બેસી દઇશું શેઠને દાટી ૧૭
ભત્રીજી તું ખરી ભોળી માગી ખા લે હવે ઝોળી
કહે માધવ જોયું કે શ્રીખંડો શું રહ્યા ચાટી ૧૮

---

# આબેહુબ અંધકાર યાને લક્ષ્મીનો ખુવાર

---

અરે મમ દેશી બંધુઓ અરજ કાંઇ ઉર ધારોને!
થતો અત્યાચાર આજે હવે હા કંઇ સુધારોને ૧
પહેરી ફેન્સી ચોળી જતી ઓરત હવા બંદર
પછી તે કયા કહો જાતી અરે એ જાણ તો ઇશ્વર ૨
અહા શું તેહની સાડી અતી બારીક મેં ભાળી
શોભામા શું વધારો હા કરમહી બંગડી કાળી ૩ ૩

સુકોમળ અંગમા એના એના સુવાસી અતરો મહેકે
ખરેખર દેખતા સજ્જન અરે શું નાયકા કહેશે ૪
વિસારી હાથ દાંતીને ચડાવ્યા કાચ કંઇ ચીતે
જુના ધારા વિસારીને નવા ધારા ગ્રહ્યા પ્રિતે ૫
ખરે એક બંગડી માટે પર પુરૂષને હાથ સોંપે છે
વીસારી છેક લજ્યાને અરે મર્યાદ લોપે છે ૬
સુશોભીત વસ્ત્ર પહેરીને બન્યા ફેશન લેડીના
રહી છે હાથમા છત્રી પહેર્યાં બુટ એડીના ૭
સુગંધી તેલ ચોળીને છટાથી કેશ ઓળીને
ચડાવ્યાં આંખપર ચશ્મા હવે તો બહુ પડયાં વસમાં ૮
અરે મમ પ્યારા બંધુઓ સુધારાને વધારીને
અતિશય છુટ આપીને ચડાવી છેક લાડીને ૯
જુઓ અસલ તણી રીતી વિચારો ધર્મ ને નિતિ
કરો કાઇ કામ ભકિતના હ્રદયમા રાખીને પ્રિતી ૧૦
કહે માધવ સુણો પ્યારા હ્રદયને લાગશે ખારા
સુધારા આ હઠાવિને વચન આ માનજો મારા

---

# ફેશનેબલ દુનીયા

## ( કવ્વાલી )

સુધારો સાંપડયો જયાંથી થઇ ફેશન અરે કયાંથી
ન જાણે કોઇ તેનામાં થઇ ફેશન અરે કયાંથી ૧

લગાવ્યાં કોટને કોલર ગઇ બંડી અને ધોતર
લગાવી ટાઇ ભપકા ભર થઇ ફેશન અરે કયથી ૨
ખરા પેબલ તણા ચસ્મા ભલે આંખે પડે વસ્મા
વધી ફેશન બહુ જગમા થઇ ફેશન અરે કયાંથી ૩
બનાવી ઓફીસો સારી ટેબલ ખુરસી દીસે ભારી
અરે ભપકાએ હદ વાળી થઇ ફેશન અરે કયાથી ૪
થયા ફેસન મહી પુરા જણાતા રોફમાં શુરા
બનીને શેઠીઆ સારા થઇ ફેસન અરે કયાથી ૫
સુધારો તો થયો સારો અરે અનંદ કરનારો
નમાની શું જુનો ધારો થઇ ફેશન અરે કયાંથી ૬
જઈ હોટલ વીશે ખાશું નહી તેમાંજ વટલાશું
ગીતો નાટક તણા ગાશું થઈ ફેસન અરે કયાથી ૭
મદીરા પાન પર મોહતા જગતમાં સર્વ જન જોતાં
કમાણી ત્યાં બધી ખોતા થઇ ફેશન અરે કયાંથી ૮
બહુ ફેશન મહી ફરતા નજર પરનાર પર કરતા
છતાં દીલમાં નહી ડરતા થઇ ફેશન અરે કયાંથી ૯
અમો નાટક મહી જઇશું સ્ત્રીઓને સાથમાં લઇશું
સુધારામા અમે રહી શું થઇ ફેશન અરે કયાથી ૧૦
કહે માધવ અરે ભાઇઓ કરો સત કર્મના કાર્યો
સુધારો આ૦યે અણધાર્યો થઈ ફેશન અરે કયાથી ૧૧

## ૬( કવાલી )

હુ ફેશનમાં અલબેલી હું કેવી બની ઝુકેલી (૨)
મન ગમતો પોશાક પહેરીને ભરી બજારે ચાલું
સેકન્ડ કરતાં આવડી બરાબર હું મેન થઈને મહાલું હુ ૧
સેન્ડ લવંન્ડરને પફ પાઉડર સેન્ટ મારૂ ખાતું
પતીવૃતા પણું કેમ પાળવું એ નહી હું જાણું હું ૨
નાટક જોવા જવુંજ રાતે લાજ શરમજ મુકી
ગુચ્છો પાડવો શોખ મારવો એક દીન નવ ચુકી હું ૩
પ્લેટ ચોળી મેં કેવી કરાવી સુંદર દીલ દેખાએ
આછો સાડલો આછો ચણીઓ પહેરી મુજ દીલ હરખાએહું ૪
સુધરેલી પ્રજાની માફક સ્ટાઇલ હું નવી શીખી
કહે માધવલાલ સુણો સજજન બરોબર કેળવણી નવ લીધી હું ૫

## ત્રીશ રૂપીઆનાં પગારદારની મુસીબત

પ્રથમ કુવારો કહેતો કે, પરણેલા સુખ માણે છે;
પરણ્યા બાદ હકીકત થઇ, તે પોતે જુઓ વખાણે છે; ૧
ગ્રહસ્થ કહે છે મહારાજા, આ ગાડુ તો છે બહુ મોટું;
રોજ ઉઠીને રાંડ સતાવે, પઇસા ખાતર તે ખોટું; ૨
ત્રીશ રૂપીઆ પગાર તેમાં, સાત ભર્યું ઘરનું ભાડું;
પાકીટ ખર્ચતણા દશ કાઢી નકી તેર ગણી વારૂ; ૩
દાણુંવાલો ચુનીલાલ આવ્યો રૂપીયા દશ તેને જાશે;

બાકીના ત્રણ રહ્યા તેમાંથી, દાગીના કયાથી થાશે; ૪
જુવાન બઇરી કહે છે એવું શા માટે પરણ્યા વારૂ;
ઓળખતા મુજને શું નહોતા નામ છબીલી છે મારૂ; ૫
ફક્ત લોહીની હું ભુખી છું, બીજુ કામ નથી મારે;
કસબી સાડી નહી લાવો તો, આ ઉઠી ચાલી બહારે ૭
અરે ગધેડી વિચાર કરતુ, છાયલના તો છે વાંધા
હું ધોતી પહેરૂંછું તેમાં જુઓ કેટલા છે સાંધા ૭
સ્વામીનાથ તમે સાચા છો સઇયર મહારી પહેરે છે;
જુઓ ધણી એનો કેવો છે, ચાર બળદને ખેડે છે ૮
છતાં રોજના દશ દશ રૂપીઆ બુઢો નિત્ય કમાવે છે;
ઘર બેઠાં બઇરીને કેવાં ઉતમ લાડ લડાવે છે, ૯
દેખ્યું કંઇજનથી મેં ક્યાંપણ, ટીકીટ કહો છો તે કેવી;
નાટક જોવા જઇશ આજ હું નહી તો લાજ નથી રહેવી ૧૦
માંડ માંડ હું ઘરમાં આવ્યો ભુખ કકડતી છે લાગી
રાંધ્યું સીધ્યું કંઇજ નથી, સતાવતી છે આ નાગી ૧૧
બેચર કહે છે જુઓ બાપજી માણકો મુજને મારે છે;
સમજાવી સમજાવી થાકયો, છતા બુમ એ પાડે છે; ૧૨
ખાવું પીવું રહયુ બાજુએ, કવરાવે છે સૌ ઘરમાં;
આ દુઃખથી તો મરવું સારૂં કુવો આપણા છે થડમાં ૧૩
જુઓભાઇ આ ગ્રહસ્થાશ્રમ છે, લકડના લાડુ જેવો;
ખાધા તે તો પસ્તાણાને અણુભમજી કહે છે કેવો; ૧૪

પરમારથમા પઈસો દેતા, કેવો હાથ ધુજાવે છે;
ફક્ત એક નખરાની અંદર, ધણીનું દીલ મનાવે છે; ૧૫

## ત્રીસ રૂપીયાના પગારદારની મુસીબત

## ભાગ ૨ જો.

હતો કુવારો આજ લગી હું પરણ્યાનું દીલ થાતું તું
પરણેલાને નજરે જોતાં હૈડું તો હરખાતુંતું ૧
ઘર દુકાનો વહેચી દઈને રૂપીઆ સૌ ભેળા કીધા
લાડીજીને હોંસે મળવા થોડા કંઇ કરજે લીધા ૨
ઐરો પરણ્યો શુભ લગ્નથી કોડ કર્યા સરવે પુરા
સુખ સઘળું હોળીમાં હોમ્યું ઇજ્જતના કીધા ચુરા ૩
પ્રથમ આણે શાણી રાણી લાજમહિ લચકાતાતાં
સાથે ફેરવાનું હું કહેતો ઇજ્જતમાં અચકાતાતાં
વચનો વદતાં ધીરે ધીરે બોલી લાગે બહુ સરી
મે જાણ્યું જે કામ થયુ છે સદ્ગુણી પામ્યો નારી ૫
પછી પધાર્યા બીજે આણે પ્લેટ સહુ બદલાયો છે
બકરી જેને હું ગણતો તો વાઘ થઈને આવ્યો છે ૬
બે ત્રણ દીવસ થયા એટલે મકાનમાં ખામી કાઢી
આ ઘરમાં હું નહી રહેવાની કહીને રીસાયાં લાડી ૭
હુકમને મેં માનજ આપ્યું ઘર બીજુ ભાડે લીધું
દાગીના માટે વાલીએ આમંત્રણ બીજુ દીધું ૮

નોટીસ મળતાં હું ગભરાયો તો પણ હિંમત મે રાખી
શું શું જોઇએ તે મનમાની મુખેથી દીઓને ભાંખી ૯
ઝાંઝર જોડી મારે જોઇએ એરીંગની જોડી લાવો
લોકેટ ગીનીના સોનાનું લઇ વહાલા વહેલા આવો ૧૦
બંગડીઓની જોડી લાવો સાચા મોતીની સ્વામી
સાડી કસબી લાવો જેવી પહેરે છે મારી મામી ૧૧
તુર્ત તડાકો મે તો કીધો પાઇ નથી પાસે મારી
સઘળું વહેચ્યું દેવું કીધું ત્યારે પરણ્યો છું નારી ૧૨
સુણતાં વાલી વિલાં પડીયાં તરત તાડુકો કીધો
પરણી તમને તેમા કહોને મેં શું કંઇ ગુન્નો કીધો ૧૩
મેં માગ્યું તે મારે જોઈએ તેમાં કંઇએ નહી ચાલે
થઇ ભીખારી કેરી નારી તેતો આ હેડ સાલે ૧૪
માણસ વીણુ ઘડીએ નહીચાલે મનમાં લેજો વીચારી
રસોઈ હાથે રાંધુ છું તે માટે સમજો છું સારી ૧૫
સૂણ્ટી આખી સુધરી તોએ આપ રહ્યા બગ જેવા
હાળ થઇ માટે સીખાવો આદુને મરચાં લેવા ૧૬
ઘાટી માફક ગણવા લાગી ઓર્ડરથી અકળાવે છે
નવા નવા બુટ્ટા ઉઠાવી આંતરડી કકળાવે છે ૧૭
તુર્ત રોકડો જવાબ દે છે કદી જરા હું ગુસ્સે થાઉં
વેરી શોરી ઓમાય હસબંડ આઈ એમ ગોઇંગ ડીયર નાવ ૧૮

# ચળકતો હીરો યાને બુદ્ધિનો ભંડાર

## ( કવાલી )

વિચારી જોઇને ચાલો વખત બારીક ઘણો આવ્યો
ખરચ કમતી કરી નાંખો વખત બારીક ઘણો આવ્યો ૧
કમાવાના તમે ખાતર છોડયાં ઘર બાર વસ્તારી
પછી જો નહી કમાવોતો વખત બારીક ઘણો આવ્યો ૨
પ્રથમ પુજા તણા દર્શન થાઓ તેને તમો પરસન
પછી ધંધે તમો જાઓ વખત બારીક ઘણો આવ્યો ૩
ઉમંગે જો ધંધો કરશો તેનો બદલો તમો જોશો
વિચારી જો નહિ ચાલો વખત બારીક ઘણો આવ્યો ૪
પહેરો છો ધોતી મલમલની ચુલામાં આગના વાંધા
ફુંકો સીગરતણા ખોખાં વખત બારીક ઘણો આવ્યો ૫
વ્યસન દારૂ તણુ છોડો સીગર કમતી કરી નાંખો
સટ્ટાનું નામ જાવા દો વખત બારીક ઘણો આવ્યો ૬
ફરો છો વ્યભિચાર ફંદામાં પછી છુટા નથી થાતા
ગુમાવ્યો વ્યર્થ જન્મારો વખત બારીક ઘણો આવ્યો ૭
ગરથ જો હોય ગાંઠે તો પુજોશો નાતિ જાતિમાં
નહી તો રહો હવે છેટા વખત બારીક ઘણો આવ્યો ૮
હશે જો પાસ પૈસો તો સેવા સૌ પુત્રો પણ કરશે.
કહે માધવ આ વચનો વખત બારીક ઘણો આવ્યો ૯

# શિયળવતી નારનો પતિ પ્રત્યે પ્યાર

( શાખી )

સંપ હશે ત્યાં સૌ સુખી લક્ષ્મીનો ભંડાર
ઘરની વાત કરે નહી ચતુર સ્ત્રીની જાત
ધણી ગમે તેવો હશે પણ હૈયા તણો હાર
તેવું જો સમજો તમે દુઃખની કહી ન વાત
ધણી સુખે સુખીયાં રહો દુઃખમાં લ્યો અર્ધ ભાગ
તો તમને ભુલે નહી મરતાં સુધી ભરથાર

( રાગ ગઝલ )

અરે મમ દેહ ધારી છે અમારા નાથને માટે
વળી કાયા અને બુદ્ધિ વધારી નાથના માટે ૧
તજી દઇ પણ મહી પીયર સુધારસ સાસરે આવી
વીસારી બાળ બુદ્ધિ છે અમારા નાથને માટે ૨
થઠનતાં માતને ભારે પીતાથી લાડ કરતાંતાં
સુધારી સર્વ બુદ્ધી છે અમારા નાથને માટે ૩
સખીઓના સાથને તોડી પ્રીતી પીયુ થકી જોડી
સાસુથી સ્નેહ જોડયો છે. અમારા નાથને માટે ૪
પીયરની પ્રીત તોડી છે નણંદથી સ્નેહ જોડયો છે
સુમાની ગાંઠ ગાળી છે અમારા નાથને માટે ૫
પરાધીન રહીશ હુંપીંજર હશે બહુ કષ્ટ ઘર અંદર
ઉદાસી જીવ ટાળી શું અમારા નાથને માટે ૬

કહે તે નાથ કહેવાના પતીને દેવ ગણવાના
અમો એ ટેક ધારી છે અમારા નાથને માટે ૭
પતિ સુખે અમે સુખીયાં પતી દુઃખે અમે દુખીયાં
સમર શત્રુને મારી શું અમારા નાથને માટે ૮
પતીનું આંશુ જયાં પડશે અમો ત્યાં રક્ત આપીશું
ચલાવીશ લોહીની નદીઓ અમારા નાથને માટે ૯
અમો સૌ ભીખ માગીશું અવરથી સુખ ત્યાગીશું
દુખોમા દીલ ધારીશું અમારા નાથને માટે ૧૦
અમોને જેલમાં રાખો બેડી હસ્ત વીશે નાંખો
અમારૂં દીલ સાચું છે અમારા નાથને માટે ૧૧
અમારાં હાડ સૌ ભાગો ભલે અમને તમો ત્યાગો
છતાં નહી ટેક તોડી શું અમારા નાથના માટે ૧૨
પીતાથી પ્રેમ તોડયો છે. પ્રીતમથી નેહ જોડયો છે
કપટ કીલ્લાઓ તોડીશું અમારા નાથના માટે ૧૩
ભલે ગાંડો ભલે ઘેલો ભલે હોય મન તણો મેલો
નહી નીર સુખ ટાળીશું અમારા નાથના માટે ૧૪
અમારો દેવ છે સ્વામી અમારી ભકતી ત્યાં જામી
સીતા સમ સ્નેહ સેવીસુ અમારા નાથના માટે ૧૫
અહલ્યા દ્રોપદી દેવી અનસુયા માતના જેવી
અમોએ ટેક ધારી છે અમારા નાથને માટે ૧૬
કહે માધવ દીલધારી મલે જેને એવી નારી
તેના ધન્ય ભાગ્ય જાણીશું ખરેખર નાર ધારીશું ૧૭

# સુધરેલી સ્રી.

## ( હું તે હરખ કરૂં કયાં જાઉં ) ( એ રાગ )

સુધરેલ સુંદરીઓ છલબલ કરતી તે મુજ નજરે આવે
સાડલો ધોળો ઘાઘરો ધોળો ચોળી ધોળી પહેરે
અડધ સાડલો માથે ઓઢી ભરી બજારે હીંડે સુધરેલ
કેડમાં ઝુડો હાથમાં રૂમાલ લટક મટક તે ચાલે
સસુનો સંગાથ ગમે નહી બેન પણી સંગે હાલે સુ.
પગમાં કચડા કટકટ બોલે રમક ઝમક તે ચાલે
લાજ શરમને મુકી ખીંટીયે વાંકો ગુચ્છો પાડે સુ.
પોલકા માંહી પોલ કરાવી ઢોલ ઢમક વગડાવે
કબુતરખાનું (ને) પ્લેટચોળીનું પોતે માપ મંગાવે સુ.
પોલેસ ઘાટની જોઇએ બંગડી તાછયાં સાંક કરાવે
વીસ રૂપરડીના પગારે પુરો ભભ । મતાવે સુ.
બુટ સ્ટોકીંગ મોજા પહેર્યા વળી ચશ્મા ઘાલે
સેન્ડ લવંન્ડર પફ્ંપ ઉડર લગાવે પોતે ગાલે સુ.
આવી હકીકત જોઇ માધવ દીલગીરી મનમા લાવે
દેશની પડતીનુંમુખ્ય કારણ નંબર પહેલો બતાવે સુ.

# " અજબ સુંદરિ "

## ( કવાલી )

દીઠી મેં સુંદરી આજે છબીલી રૂપમાં છાજે

મૃગાક્ષિ મન હરનારી કટારી નયનની મારી ૧
નાસિકા ચંચ પોપટની કહું શોભા શું ઘુઘટની
સલુણી શોભતી સારી કટારી નયનની મારી ૨
શશીસમ શોભતી સજની ભરે ડગ જેમ ગતી ગજની
અહાશું નાર નખરાળી કટારી નયનની મારી ૩
કનક સમ કામની શોભે નિરખતાં સર્વકો લોભે
ચતુરા ચિત્ત વસનારી કટારી નયનની મારી ૪
મહિમા પુર્ણ મદમાતી ગમનતાં ગોરી અચકાતી
હરીફ હોઠ હસનારી કટારી નયનની મારી ૫
રંગીત કીધ ચાંદલો ભાલે સુશોભિત ત્રાજવું ગાલે
હસે શું અધર અનુસારી કટારી નયનની મારી ૬
શોભા દંતની એવી કળી દાડમ તણી જેવી
રંગીલી રંગ રમનારી કટારી નયનની મારી ૭
બગીચે પુષ્પ જેમ પ્યારા ખીલેલા હોય રૂપાળા
યૌવનથી ઓપતી નારી કટારી નયનની મારી ૮

# ફેશન દેવીનો પોકાર

## રાગ ( ગઝલ )

અરેરે હિંન્દ સંતાનો ભુલ્યા શું ભાન ફેશનમાં
અરે આથી સુધારાના ફસાયા કેમ ફંદામાં ૧
રહ્યા છો શું મને વળગી ધરીને હર્ષ અંતરમાં
રડાવા હિન્દ ભુમીને રહીછું હિંદ ભુમીમાં ૨

ખરાબી હું અતી કરવા તમારા દેશમાં આવી
ખુવારી હિંન્દની કરવા સુધારો સાથમાં લાવી ૩
સુધારાના થઇ સાથી અતી આનંદ માનો છો
સુધારાના બની સાથી તમે શું હર્ષ પામો છો ૪
સુધારો ઘર વીશે ઘાલી તમે સું ફાયદો દીઠો
સુધારો હિંન્દમાં દેખી જુવો વરસાદ પણ નાઠો ૫
સુધારો હિંન્દમાં આવી ફજેતી કીધી છે પુરી
તમારી હિન્દ ભુમીની દશા તો બેઠી છે બુરી ૬
તમે તો એમ માનો છો સુધારા સર્વ સારા છે
અરે ઓ હિંન્દ સંતાનો સુધારા એ કુધારા છે ૭
રહેશે હિંન્દમાં ફેશન ખુવારી ત્યાં સુધી થાશે
નીહાળી દાશ ફેશનના વિદેશે લક્ષ્મી જાએ છે ૮
તમારા હિતને માટે વિદેશી મોહને છોડો
તમારા દેશને માટે સ્વદેશીમાં પ્રીતિ જોડો ૯
ફરીને હોળી ફેશનની વિદેશે કીર્તિ ઝળકાવો
બની ખાદી થકી સુંદર તમારો દેશ શોભાવો ૧૦

## વાંઢાનો વિલાપ

અરજી સાંભળોને સરકાર ( એ રાગ )

જમાનો આ જુઓને ભાઇ જુઓ વાંઢાની ભવાઇ
છલબલ કરતી જોઇ યુવતીઓ મન મહારૂં મુંઝાય
પરણ્યા વીના મારી જીંદગી હવે ઘણી અકળાય જમાનો
નાત જાતના શેઠો પાસે માગણી કીધી ઘણીવાર

ઘોડાગાડીવાલો જમાઇજોઇએ મારો કીધો ઇન્કાર જમાનો

વાસણ માંજુ પાણી ગળુ કચરો વાળું હાથે
તલનું તેલ હું મુછે લગાવી ફરૂં બજારે ઠાઠે જમાનો

મહારા જેવો ફાંકડો જુવાન નથી ન્યાતમા કોઇ
કીમત હશે તે મુજને કરશે જમાઇ રૂપાળો જોઈ જમાનો

કહેવાનુ માત્ર એજ કારણરે વાંઢા જગમાં બહુ
પૈસા વીના તે કયાંથી પરણે જાણે જગત સહુ જમાનો

ભલે કદાપી હોય સરવીસ ભલે હોય જુવાન
પસા લઇને દીકરીને વેચવી એજ અમોને જ્ઞાન જમાનો

તેથી શેઠીયા રહ્યાજ વાંઢા બીજુ કારણ નહી
દીકરી વેચી પૈસા ખાનારની ઇજત આબરૂ ગઇ જમાનો

卐卐卐卐卐卐卐
卐 સમાપ્ત 卐
卐卐卐卐卐卐卐

# ફેશનેબલ શેઠાણીનો નખરો.

નવોઢા નાર નખરાળી પતીની શું કરે સેવા
તદન જુદું ભરડનારી પતીની શું કરે સેવા ૧

ખડી રહીને અગાશીમાં સુકાવે બાલ પોતાના
અતીશય ઉંઘ લેનારી પતીની શું કરે સેવા ૨

નહી પુજા નહી પત્રી જાપાનીઝ હાથમાં છત્રી
રૂમાલો છે જુવો કેવા પતીની શું કરે સેવા ૩

પ્રથમ નહાના પછી મોટા કઢાવે ફેનસી ફોટા
મુલાયમ પોલકાવાલી પતીની શું કરે સેવા ૪

જોબનવંતી જરૂખામાં બેઠી બેઠી કરે નખરા
નહી લેવા નહી દેવા પતીની શુ કરે સેવા ૫

શંપુર્ણ શહેરમાં જ્યારે કઢંગી રીત થઇ ચાલુ
ત્યારે પરગામની ફુવડ પતીની શું કરે સેવા ૬

સાસુ મુરખ વહુ ભોળી સરીખા રંગની જોડી
ન જાણે સેકીને પાપડ પતીની શું કરે સેવા ૭

અંતર જેનું સદા કપટી ન આપે સંતને ચપટી
કહે માધવ તે બાઇરી પતીની શું કરે સેવા ૮